" બનામે યજદાં "

# પાકજાદ પરીન.

---

## નાટક ત્રણ અંકી.

---

બાલીવાલા

## વિકટોરિયા નાટક કંમ્પનીને માટે.


રચનાર રતનજી ફરામજી શેઠના

મી. જહાંગીરજી આદરજી માસ્તર.


પહેલલી વાર છપાવી પ્રસીદ્ધ કીધો છે.

---


[illegible] પ્રેસમાં

નારાયણરાવ રણછોડજી દેશાઇએ છાપી -- સુરત.

સન ૧૮૮૪


---

કીંમત ૪ આના.

# નાટકના પાત્રો.

૧૦૮૧૧



મરેદો.

**સપલ**......શરત તથા દારૂના લખમા પાયમાલ થયલો એક ગ્રહસ્થ, પરીનનો ભરથાર તથા બાનુનો બાપ.

**જમશેદ** ....પરીનનો આગલો આશક. પાછળથી દિલસોઝ મિત્ર.

**બજો** ......સપલનો વફાદાર કારભારી. પરીન તથા બાનુનો મદદગાર.

**ફીરોજ** ...પોલીસનો ફાસીએ. [illegible]દાર. પરીનનો બદનીયત જુલમગાર આશક

**આકો**........ફીરોજનો સાથી.

**ડોસુ** ......પ્રથમ ફીરોજનો સાથી, પાછળથી ફીરોજનો વિરોધી અને સપલનો મદદગાર.

**મેરવાનજી સોલીસીટર**... ફ્રરામ તથા નાજાના મામા, પાછળથી સપલના સોલીસીટર.

**ફ્રરામ**........એક કોલેજ્યન, મેરવાનજીના ભાણેજ, નાજાના ભાઈ.

**નવલ**
**અદી** }....ફ્રરામના કોલેજ્યન દોસ્ત.

**ગુસ્તાદ ઘામટ**....મેરવાનજી સોલીસીટરના અકરમ સગા.

**કાવલો** ....ફ્રરામનો ચાકર.

**મંચુ કરાકરી**....મેહેરવાનજી સોલીસીટરનો કારભારી.

**જહાંગીર**....તરકટી વકીલ.

**અન્તુન ફ્રર્નાનદીઝ**...પ્રથમ એક બોય, પાછળથી ડેનટીસ્ટ.

**પાંડુરંગ** ...બેલીફ.

# ઓરતો.

પરીન.......સપલની સદ્દગુણી ધણીયાણી, બાનુની માતા.

બાનુ .......સપલ તથા પરીનની નીરદોષ દીકરી. ૧૮

નાજાં .......ફરામની બહેન, મેરવાનજીની ભાણુજી.

પીરોજાં....મેરવાનજીની સગી, ફરામની ભવિષ્યની ધણીયાણી.

## નાટકના પાત્રો.

---

એમી.......ફીરોજ ફોજદારની પરણેતર.

ખુરશેદ....એક સદ્દગુણી ઓરત, પરીન તથા એમીની સહી.

નાહલી કાકી....ફરામ તથા નાજાંના કાકી.

એ સિવાય દોલો, ડોલો, શામલો, આયા, છોકરાંઓ, પહેરાવાળા, પોલીસ, સુબેદાર, સિપાઈ, જિનરિક્ષાવાળો, ગાડીવાળો વિગેર.

સ્થળ—મુંબઈ તથા પુના.

"બનામે યજદા"

રતનજી ફરામજી શેઠના કૃત—

# પાકજાદ પરીન.

નાટક ત્રણ અંકી.

---

પરીન—પોઢા પોઢોની મારાં, પ્યારાં, જાયાં માતનાં,
જુગ જુગ જીવજો, ગુણી નિવડજો.
રૂડાં સકરમી, બનજો ધરમી. ખુદા તું સુખ બક્ષજે
રહે મન ભલાની ભલાઈમાં, રહે મન ખુદાની ખુદાઇમાં
હરખે મન માતનાં—હરખે મન તાતનાં.
ખુદાની ખુદાઈથી, રાહત મન પામશે—પોઢો.

ગાયન ૨.

દાદારો, દાવર, ખાવર,
સરવર, પરવર, દાતા દાની યાવર
ખાલિક, માલિક, અકબર.
યજદાન પાક તું, માલેક આક હું.
ચરણે, શરણે. મન રહે તુજને,—યજદાન.
પાપો તું કાપજે, નેકી તૂં આપજે,
માફ તું કરજે, માફ તૂં મુજને.—યજદાન.

ગાયન ૩.

ઝાણુ—એ ઓ એ ઓ ઓ; રસ ભર ઉઠાવો શરાબ.—ઓ.
આ છે રંગી શરાબ, ખુશ ઢંગી શરાબ.—ઓ.

ફીરોજ—ખીલે નશાથી ખુશ રંગ રાગ. (વાહ વાહ).
ખુશ ખીલે ખિયાલ, મન કરે નિહાલ
ફન આપે વિશાલ, કરે રંગી વિકાલ;
સંગ સાથ.—એ.
માકો—પ્યારી શરાબ દે મન કરાર, (ઠીક ઠીક.)
છેજ એમાં સવાબ, નથી નશા ખરાબ,
પીન ઐન નવાબ, 'રાહત' આપે શરાબ.
ઢંગ સાથ.—એ.

ગાના ૪.

કરમ બુરાં છે જે ઔરતના, પતિ જેનો છે અતિછંદી,
સત સંગનો ભંગ, નિશ્ચય કરશે, તે નરની છે મતી ગંદી,
સઉ સુખમાં પતિ સુખ પામે જે, તે ભાગ્યવંતી છે બંદી;
વહેમ બુરો જે રાખે છે, સ્વામી નજર કરે છે શકમંદી;
તે ઘરની ખરેખરી બરબાદી, તે ઘરમાં હરદમ મંદી.

ગાયન ૫.

ખુરશેદ—ખરે તારે ખુદાતાલા, જગતમાં સતપન જે નિત રાખે.
જુઠ હારે, મતિવાલા, આખરમાં બદમન જે ફંદ નાખે.
નિતિને હરિયે, નાવ બદીની, છલ કપટ મહી હારે.
નહિ તારે,રસિલી, છબિલી; કપટમાં રાહત મન તજી નાખે.
વાવો તેવું પામશો, જગાની આ છે રીત,
કરણી તેવી ઉતરણી, નેકીની છે જીત.

ગાયન ૬.

ફીરોજ—માનો પરીન, જરા દિલથી હુજ્જત તજી.
નહિ તો થશે ખ્વાર માન!
નહીં કર જીદમાન જરા માન દઈ ધ્યાન.
હટને તું છોડ, નહિ તોડ આય જાન,
હાથ લાંબો કરૂંછું દે દાન—માનો.

હસી, વસી, મળીને જોજે મ્હારૂં હેત મહેરબાન.
હર વકત ના કર તાન, તું આલીશાન,
માન, મ્હારૂં ન ખોહી દે માન—માનો.

ગાયન ૭.

બજો—ખરી તે નારી જે નીતીમાં છે સારી,
જે નીતીમાં છે સારી, જે પ્રીતીમાં છે સારી—ખરી,
નીતિ વનાની નાર નઠારી તે જગતમાં તમામ અકારી.
પ્યાર કરવા લાયક પ્યારી,—જે નીતીમાં છે સારી—ખરી.
દાદગર રૂડાં કરે હર નારનાં ભુંડાં ચલન
નામના ઘરમાં થશે ને ગામમાં સઉ જન મગન
ભલી તે ભારી, જે હિતથી રાખે યારી,
જે હિતથી રાખે યારી, જે ચિતથી રાખે યારી.—ખરી.

ગાયન ૮.

ખુરશેદ—સંસારમાં જે મોહીને પડવાનો, મન સુખી, હરિમન સુખીયા.
કોઈ મન દુઃખીયાં છે, સંતોશી સુખિયા છે.
પલપલ દુઃખના, થલથલ રંજ રાખે, રંજ લાખે;
તનમન નિસદિન કોઈ સુખીયા.—સંસાર.
જુઠી જગત સારી, પામી અગત ભારી;
હર દિલના, મોહ ખાનમાં કયદ થશો કર જોડી.—સંસાર.

ગાયન ૯.

બાનુ—આશા મ્હારી છે ખરી,
માન, માન, યજદાન તું ખરી—આશા.
દાદ મ્હારી લઈ દે યારી, હમપરનું દુઃખ દે ટાળી,
રંજ કાપી, ગંજ આપી, કર સુખી તું ઘર જાણી ભારી,
માગું હું કરગરી, માન, માન, યજદાન તું જરી.—આશા.

१००११



## ગાયન ૧૦.

'આનુ—લઈ નામ ખુદા નામ સઉ ઠામ,
છે ખરો જે યાવર યાર તેને નમીએ—લઈ નામ.
તે વન માયા લાગે અકારી, તે વન સહુ નાકામ,
જગ માયામાં વસ જો થવો તો, તે છે સંકટ ધામ;
રામ નામ લે હર ધામ—
છે ખરો જે યાવર, તેને નમીએ—લઈ નામ.

## ગાયન ૧૧.

આપણ—આપ આપ આજ આપ, તું મ્હને ઝનુંન આપ,
હાય કીનો! કીનો! ચીરૂં સીનો! સીનો!—આપ.
કપટ ત્યારે જશે, વેરી મ્હારા મરશે જાનથી,
ભુલું હાય ન કીનાનો છાપ—આપ.
વેરી જલો બલો ને આગ લાગો તન મહીં
જલે રીપુનું ખાનદાન, જમ તું આવી પ્યાર કર.
ઠાર કર, જાર કર, ખુદાઇ દુશમનો,
જગથી જાય પાપ.